# નિરંજન ગીતા

અથવા

## ગુરૂ શિષ્ય સંવાદ

રૂપે

કર્મ, ભક્તિ, જ્ઞાનની સત્ય સમજણ,
જીવ, જગત, ઈશ્વરનું વિવરણ,
દૃશ્ય સર્વ ભ્રાંતિમયનું સ્પષ્ટીકરણ;
અને સ્વયં પ્રકાશ પરિપૂર્ણ એક
સત્તાનું પ્રતિપાદન.



લેખક

ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી

કીંમત રૂપીઓ એક.

પ્રકાશક

ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી
ઠે. નવી હનુમાન ગલ્લી, ભગવાનજી હેમરાજનો
માળો, ત્રીજે દાદરે—મુંબઇ.



સંવત ૧૯૮૪ માઘમાસ.

મુદ્રકઃ નટવરલાલ ઇચ્છારામ દેસાઈ
ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ, કોટ, મુંબઈ ૧.

# એક ખુલાસો

પુસ્તકના કદના પ્રમાણમાં તેની કિંમત જે એક રૂપીઓ રાખવામાં આવેલ છે તે કદાચ ભારે પડતી લાગવા સંભવ છે; પરંતુ વસ્તુ-સ્થિતિ સમજનારને અને તુલના કરનારને ઘણે ભાગે તેમ થશે નહિ. પરંતુ આ લઘુ પુસ્તકનું અનુવાદન કરી પ્રસિદ્ધ કરવા આગ્રહ થયેલ છે, તો તેના ખરચને માટે અગર બીજા ધાર્મિક કાર્યમાં બાકી રહેલ રકમનો વ્યય કર-વાનો શુભ આશય આ કિંમત રાખવામાં સમાયેલ છે. વિસ્તૃત અનુવાદન માટે ઘણા સજ્જનો તરફથી ખાસ આગ્રહ કરવામાં આવેલ છે. ઈશ્વરી સહાય હશે તો તે પુરૂષાર્થ થશે અને ફલિત પણ બનશે.

આ પુસ્તક ચાર આના અને ટપાલ ખરચ મોકલનારને પણ મોકલી આપવામાં આવશે.

જાહેર સંસ્થાઓને, પત્ર મળ્યેથી, વિના મૂલ્યે ટપાલ ખરચ પણ લીધા સિવાય મોકલી આપવામાં આવશે. તદ્ ઉપરાંત કોઈ પણ સજ્જન ફક્ત ટપાલ ખરચ મોકલશે તો તેમની ઈચ્છા અનુસાર તેમને પણ વિના મૂલ્યે મોકલી આપવામાં આવશે.

ટુંકમાં આ પુસ્તકની કિંમત માટે કોઈ જાતનો આગ્રહ રાખવામાં આવેલ નથી, પણ ધનિકો મૂલ્ય વિના પ્રાપ્ત થતી વસ્તુનો સત્ય ઉપયોગ કરતા નથી માટે તેમની પાસેથી તો એક રૂપીઓ કિંમત લઈ કોઈ શુભ કાર્યમાં વ્યય કરવા ઈચ્છા રાખેલ છે.

પ્રકાશક.

# પ્રસ્તાવના



પ્રસ્તાવનાનો મૂળ ઉદ્દેશ પુસ્તકમાં વર્ણન કરાએલ વસ્તુસ્થિતિની ટુંકમાં સમજ આપવાનો હોય છે. **નિરંજન ગીતા** નામ ઘણેક અંશે તો વસ્તુસ્થિતિનું સ્પષ્ટીકરણ કરી શકે છે; વળી **નિરંજન ગીતા**માં ગવાએલ દરેક લીટી, **સ્વયંપ્રકાશ પરિપૂર્ણ સત્તાનો** યોગ કરાવવામાં સાધનભૂત થાય એવી ભાવનાથી આ પ્રયાસ થયેલ છે.

**સ્વયંપ્રકાશ** માટે પૃથક્ પ્રસ્તાવના કેમ હોઈ શકે, એ સ્વાભાવિક પ્રશ્ન ઉઠેલ, પરંતુ **નિરંજન ગીતા** ગવાઈ એમ પ્રસ્તાવના પણ લખાયેલ છે.

કેવળ યુક્તિ પ્રધાન ઉદ્ગારો જ **નિરંજન ગીતા**દ્વારા વ્યક્ત કર્યા છે. આ ઉદ્ગારોમાં

જેટલો સ્વાભાવિક સત્વ અંશ હશે તે પ્રમાણે તે સત્ય સાથે યોગ કરાવવામાં સાધનભૂત થશે. વાંચીને મનન કરનાર પોતે જ તેની તુલના કરી શકે છે. વળી નીચેનાં દૃષ્ટાંતથી સ્પષ્ટીકરણુ કરવા પ્રયાસ કરવામાં આવેલ છે.

**સ્વયંપ્રકાશ પરિપૂર્ણુ સત્તાને સાર્વભૌમ સત્તા** સાથે સરખાવવામાં આવી છે. **સાર્વભૌમ સત્તા** ક્યાં સુધી કહેવાય કે જ્યાં સુધી તેનાથી બલિષ્ટ સત્તાનો પ્રાદુર્ભાવ ન થાય. આ **સ્વયંપ્રકાશ પરિપૂર્ણુ સત્તાથી** બલિષ્ટ સત્તાને પ્રાદુર્ભાવ થયો નથી, થતો નથી અને થશે નહિ કારણુ જે સર્વ દેશી એટલે પૂર્ણુ છે તથા સર્વ કાળમાં પણુ તેની પરિપૂર્ણુતા છે. તેથી તે **સત્તાનો** અખંડ પ્રવાહ અસ્ખલિત છે.

**દૃષ્ટાંત સ્પષ્ટીકરણ નીચે મુજબ છે.**

**સાર્વભૌમ સત્તા** સીધો સમાગમ મુખ્ય પ્રધાન સાથે રાખે છે, કારણ કે તેની નિયંત્રણ શક્તિ ઉત્કૃષ્ટ છે; તેવી જ રીતે **અખંડ સત્તાની** પ્રથમ ઉપાધિ **ઈશ્વર** છે. આ **ઈશ્વરી સત્તા માયિક સત્તાને** દબાવવાને શક્તિમાન છે.

મુખ્ય પ્રધાન ઉત્તરોત્તર અધિકારી સાથે મેળ રાખે છે, પણ સિપાઇ પર્યંત સર્વે **સાર્વભૌમ સત્તાથી** જ સત્તાવાન છે. કાનુન મુજબ વર્તનારને આ સત્તાઓ કાંઇ કરી શકે નહિ; એ પ્રમાણે પરમાર્થમાં પણ મન, વાણી ને કર્મમાં સત્ય પરાયણ અને અહિંસકને માયિક પ્રબળતા કાંઇ કરી શકે નહિ. ટુંકમાં માયાથી તે સ્વતંત્ર વિહરે છે.

કાનુનના ભંગ કરનાર મહાન પુરુષને એક સિપાઇ પણ પોતાની સત્તાનો પ્રભાવ બતાવી

શકે છે, એમ ઈશ્વરી કાનુન ભંગ કરનારને માયા પોતાની સત્તામાં લેવાને શક્તિમાન બની શકે છે.

ઈશ્વરે સત્વ સાથે મેળ રાખ્યો છે. (સત્વ ગુણીને) દૃઢતાથી સત્વ સાથે મેળ રાખનારા-ને રજ તમ વિવશ કરી શકતા નથી. તેમ માયિક સત્તા પણ તેના ઉપર સત્તા ચલાવી શકશે નહિ. પ્રબલ પુરુષાર્થી અને સત્વની જ્યાં વૃદ્ધિ છે તે સદા સ્વતંત્ર વિહરી શકે છે, અને આખરે અખંડ યોગ સાધી શકે છે.

માયિક સત્તામાં ફસી જનારને માટે આ યોગ અસંભવિત બની જાય છે. વ્યવહારમાં પણ તેમજ છે. મુખ્ય પ્રધાનને પણ તેનામાં ઉણપ જણાતાં ઘેર બેસવા વખત આવે છે.

સાત્વિક બની અખંડ યોગસાધના સર્વ કોઈ, દૃઢ અને શ્રદ્ધાળુ સંયમી માટે

સુલભ છે. વ્યવહારમાં પણ પ્રબળ પુરુષાર્થી સિપાઈ પણ સાર્વભૌમ બની શકેલ છે.

જેટલા પ્રમાણમાં સત્વ વૃદ્ધિ તેટલા પ્રમાણમાં ઈશ્વર સાન્નિધ્ય નજદિક બનશે. સત્વપરાયણ અહિંસકને **આ યોગ** સુલભ છે. આપણાથી ન બને તો આપણો જ દોષ છે; અને તે આપણા જ પુરુષાર્થની ખામી છે. એ રીતે અખંડ પરિપૂર્ણ સત્તાનો યોગ તે યોગની અનન્ય નિષ્ઠા રાખનારને સુલભ છે.

આટલો પ્રસ્તાવ સહજ થયેલ છે, વધુ સ્પષ્ટીકરણ **નિરંજન ગીતા** પોતે જ કરશે. લેખક તરીકે પ્રથમ પ્રયાસ હોવાથી ત્રુટીઓ માટે ક્ષમા યાચું છું.

લિ૦

**ચુનીલાલ ત્રિભુવનદાસ ભાયાણી**

શ્રી ૧૦૮ પરમ પૂજ્ય સ્વામીજી નિરં-
જન દેવ સરસ્વતીને અર્પાએલ;

પુષ્પાંજલિઃ

પચીશ વર્ષ પૂર્વે રોપેલી,
અમી નીર્ ઝરીથી વળી સીંચેલી;
ઉરવલ્લી પણ નવ ખીલેલી,
ઉત્તેજીને કરી વીકસેલી;
નવ પલ્લવ તરવરવા લાગ્યાં,
કુસુમો નીરખી દૃગ લલચાયાં;
વિકસેલાં કરથી ચુંટાયાં,
ત્રીશ દિનમાં તે ગુંથાયાં;
આ હારમાળમાં ગુંથાએલાં,
નિરંજન વિભુને અરપાયાં;
(એમ) ત્રિભુવન બાળ તણા ઉર ગીતડાં,
નિરંજન ગીતાથી ગવાયાંઃ

૧૫-૨-૧૯૨૮





हरिः ॐ तत्सत् परमात्मने नमः

वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥

# શ્રી ગુરૂ શિષ્ય સંવાદ



## પ્રથમ પ્રકરણ

## માનુષધર્મ

ભૈરવી[1]

શિષ્યઃ—માનુષ ધર્મ મને સમજાવો;
ગુરૂજી માનુષ-
શાસ્ત્ર કથન ને આત્મ અનુભવ,
મમ જડ બુદ્ધિ ગમ્ય બનાવો.
ગુરૂજી માનુષ-

---

૧ જીલ્લા કાફીમાં પણ ગાઈ શકાય છે.

પ્રશ્નઃ–"કયા કર્મોથી બંધન મુક્તિ,
શા સાધનમાં જ્ઞાનની પ્રાપ્તિ,
કોને કથવી અનન્ય ભક્તિ,
દયા કરો હે દેવિ શક્તિ,
(હું) ભુલેલાને માર્ગ
બતાવો." ગુરૂજી માનુષ–
ગુરૂજીઃ–સંસ્કારીને શોભે જેવું,
બાપુ તુજ પ્રશ્ને છે તેવું,
સાવધાનથી સાંભળી લેવું,
સુસમજણથી પછી આચરવું;
સંયમીને શ્રદ્ધારૂઢ ચિત્તે,
દઢતાથી ભરી ઘો સદ્ભાવો.
(કર્મ)
કર્મ તો રહેતાં કાયા સુધી,
પણ રાગે થતી બંધન પ્રાપ્તિ,

ભાન અકર્મ[1] તણું થાવાથી,
સહજ પમાતી ઇચ્છિત મુક્તિ;
રાગદ્વેષ રહિત વ્યવહારો,
મનના ને વળી ઈંદ્રિય ગણના, તત્પર
થઇને, સુલભ બનાવો.
સમભાવે, ને સમાન પ્રેમે,
સ્વઉપમાએ, ને શુભ નેમે,
સંસારે વ્યવહાર ચલાવી,
ધર્મ નગદ, જગને શીખડાવો. દૃઢતાથી—

(ભક્તિ)

ચેષ્ટા માત્ર બને ઇશ કાજે,
હૃદયે એક જ વિભુ વિરાજે,
રામ રટણની ધૂન અવાજે,
જે થકી ભક્તનું વિશ્વ તો ગાજે,

---

૧ નિષ્કામ કર્મ.

બાપુ ભક્તોના એ ભાવો, વિણ
અનુભવએ રસ ક્યમ પાવો. દૃઢતાથી—

(જ્ઞાન)

સદ્ વિચાર સાધુ સંગતથી,
સત્ શાસ્ત્રોના શ્રવણુ મનનથી,
સર્વ પરિગ્રહ ભોગ ત્યાગથી,
શ્વાસોશ્વાસ વહેજો અરાગથી,
એ સાધન આરૂઢ વૃત્તિને,
જીવન મુક્ત કહી ઓળખાવો. દૃઢતાથી—

દૃશ્ય અસત્ નિશ્ચય થઈ જાએ,
વિચાર પૂર્વક ત્યાગ કરાએ,
અભ્યાસારૂઢ ચિત્ત બનીને,
મન સ્પન્દન સહેજે શમી જાએ,
મૂર્તિમંત એવા જ્ઞાનીને,
નિરંજન નામેથી વધાવો. દૃઢતાથી—

(સત્ય સાર)

કર્મ કરે બની જો નિષ્કામી,
અનન્ય ભાવી, ભક્ત જ નામી;
જ્ઞાને જેણે માયા વિરામી,
બ્રહ્માનંદે વૃત્તિ જે જામી;
ધન્ય ધન્ય એ સત્ પુરૂષોને,
જેણે સત્ પથ સુગમ બનાવ્યો. દૃઢતાથી–



## પ્રકરણ બીજું

### નિશ્ચલ પદ માટે ક્રિયા સાધન

શિષ્યઃ—ભગવન આપ દયાના નિધિ,
કરી ઉપકૃત, સુશિક્ષા દીધી.
કર્મ ઉપાસન જ્ઞાન યથા વિધિ,
અનુભવી સરળ વાણીથી બોધિ.
ધન્ય ગણું મમ જીવીત
પળ આ, પ્રાપ્ત થયો સુયોગ જે આવો.

ગુરૂજી માનુષ—

શાસ્ત્ર નિચોડને અનુભવ ઉક્તિ,
શ્રવણ કરી અંતર્ વિકસ્યું મમ,
ભૂલવણીમાં ગુંચવાયો છું,
કયે દરવાજે ને નીકળતું ક્યમ,

કૃપા કરો હે સિન્ધુ દયાના,
મમ અધિકારની કોટિ બતાવો.
દૃઢતાથી—
પ્રશ્ન:—"નિષ્કામી વૃત્તિને ક્રિયા,
ને ક્રિયાના ચલિત ભાવો,
ચલિત સાધન નિશ્ચળ માટે,
છે મમ મતિનો એજ ભૂલાવો."
વધુ વિવરણની છે સ્પૃહા તો,
બાંહ્ય ગ્રહીને, રાહે લાવો. ગુરૂજી માનુષ—
ગુરૂજી:—બાપુ શુભ નિષ્ઠા આ તારી,
સૂચવતી જ્ઞાને અધિકારી.
સમાધાન તારૂં કરવાને,
સહાય કરશે શ્રીમોરારી.
સાવધાન ને સ્વસ્થ બની,
ચિત્તવૃત્તિ નિશ્ચળ લક્ષિ બનાવો. દૃઢતાથી—

ચંચળ ધર્મી મન વૃત્તિ, કર
નિષ્કામી, નિશ્ચળ અભ્યાસી,
ઉત્થાને, નિરોધ કરી બન
આત્મિકભાવી, ને ઉદાસી.

નિયમન એ ક્રિયા સાધન,
તવ લક્ષિત ધ્યેયને, ફલિત બનાવો.
દૃઢતાથી—

અનંત ઉઠતી મન ઉર્મીઓ,
વિવેકથી લક્ષિતે શમાવો,
અવિરત યત્ને, લય કરી સર્વે,
અહોનિશ અભ્યાસ ચલાવો,

સત્ પથ દર્શી, સત્ ક્રિયાથી,
વૃત્તિ—જ્ઞાન—અભેદ બનીને, એક
અખંડ પ્રવાહ વહાવો. દૃઢતાથી—

સત્ કર્મોની પ્રાપ્ય અવસ્થા,
ભક્તિ ઉપાસના નામ ધરાવે;
વૃત્તિ ઉપાધિ, વિરામ અવસ્થા,
વૃત્તિ–જ્ઞાન–અભેદ શીખાવે;
કર્મ ઉપાસન સાધન ક્રિયા,
જ્ઞાન અખંડ પ્રવાહે મિલાવે;
એ અનુસંધિ, એ જ સમાધિ,
એને સાક્ષાત્કાર કહાવો. દૃઢતાથી–



## પ્રકરણ ત્રીજું

## લીલા વર્ણન

શિષ્યઃ—ભગવન આપની આ અમી દૃષ્ટિ,
પ્રલય કરી દેતી મમ સૃષ્ટિ;
નિર્મૂળ કરતી આસુરી ભાવો,
સંતત ઝરતી સમ પ્રેમવૃષ્ટિ;

પારસ સમ આ સંત સમાગમ, એ અનુભવથી સિદ્ધ બન્યું ને, અંતર્ ઉઠતો અવાજ એવો, "માનવ જન્મનો આ શુભ લાવો." ગુરૂજી માનુષ—

સ્થૂલ ઝુકે પ્રભુ સ્થૂલ ચરણમાં,
અંતર્ પ્રેરે—"સ્વીકાર શરણ આ,
ટળી જાશે તુજ જન્મ મરણ, હા,
બંધ થશે તુજ યોનિ ભ્રમણ આ;

બન કટિ બદ્ધ અને પુરૂષાર્થી,
સમજી લે સહુ લીલા ભાવો."
ગુરૂજી માનુષ—

અંતર્ પ્રેરિત ઇચ્છા મ્હારી,
પૂર્ણ કરો, શાશ્વત સુખકારી,
શરણાગતનું શરણ સ્વીકારી,
સંશય મમ સહુ ઘોને વિદારી.

પ્રશ્નઃ– "જગ ઉત્પત્તિ ને આ સ્થિતિ, વળી કલ્પિત લય રૂપી લીલા; કર્ત્તા, કારણ, કરણ સહિત સહુ, વિસ્તારી મુજને સમજાવો." ગુરૂજી માનુષ—

(વળી)"વિવિધ ક્રિયા ને વિવિધ શક્તિ,
વિવિધ દેવની વિવિધ વિભૂતિ,
વિવિધ ભક્તના, વિવિધ ભાવો,
વિવિધ પંથનો વિવિધ ફેલાવો;

એમ વિશ્વે પ્રચલિત વિવિધ
રંગને, સ્ફોટ કરી પ્રભુ ઉકલાવો."

ગુરૂજી માનુષ—

ગુરૂજીઃ—પ્રશ્ન ગહન પણ છો અધિકારી,
સમજી લે ભૂલવણી સારી,
જીવ જગત છે, માયિક લીલા,
ઇશ્વરી સત્તાને આધારી;
અખંડમાં સ્ફુરિત હું[1] અંશે,
એક અનેક કરી બતલાવ્યો.

દૃઢતાથી—

ઉત્તર
એક રીતે

અહં સ્ફુરણથી છે ઉત્પત્તિ,
અહં સ્ફુરણ સુધી જગસ્થિતિ,

---

૧ અહમ્.

અહં લય થાતાં સહુ લય થાશે,
શાંત, પ્રલય એમ નામ અપાશે.

સ્ફુરણ કર્ત્તા, સ્ફુરણ કારણ, સ્ફુરણ કરણ એમ નિશ્ચય કરીને, અહં તણો જો ત્યાગ કરીશ તો, સમજાશે સહુ આ ભૂલાવો. દૃઢતાથી—

ગુરૂજી:—

(બીજી રીતે) પ્રશ્ન ઉકેલ (જીવ)

હું[1] કૃતિમાં બંધાતી મમતા,
મમતા શીખવતી વિશમતા,
અહંતા મમતાની ઉપાધિ,
શિવ ભાવે આરોપતી જીવતા,

અહંકાર ને મમત્વથી, એમ, સ્વસ્વરૂપની વિસ્મૃતિ થઇને, હું જીવ અને

૧ અહમ્.

અલ્પજ્ઞ, એ ભ્રાંતિ આરૂઢ થઈ, શિવ ભાવ ભૂલાવ્યો. દૃઢતાથી—

શિવ મટી એમ જીવ બનાયું,
ભ્રાંતિ થકી સ્વસ્વરૂપ ભૂલાયું,
તનુયાત્રાર્થે ઈશ સૃષ્ટિના,
સાધનથી જીવ જગત રચાયું,
ઈશ્વર સૃષ્ટિ સમજ અનાદિ,
બ્રહ્મ સ્ફુરણ છે તેનું આદિ,

ઈશ્વર સૃષ્ટિ — અહંકાર મન બુદ્ધિ સાથે,
પંચ ભૂતે ઇશ સૃષ્ટિ સમાતિ,

એ રીતે અહંતા મમતાના બંધનથી જકડાએલ જીવે, મનવાંચ્છિતની તૃપ્તિ કાજે, જગત પ્રવાહ અનંત વહાવ્યો.

જગક્રમ — વિવિધ નહિ પણ ત્રિવિધ શક્તિ,
વિવિધ બદલ એક સત્વ વિભૂતિ,

વિવિધ બદલ ગણ ત્રિવિધ ભાવો,
તમ રજ સત્વે જગત ફેલાવો;
તમ પ્રધાનના આસુરી ભાવો,
રજ પ્રધાને સુખ દુઃખ મિલાવો;
સત્વ પ્રધાને મળતી શાંતિ,
છે તમ રજ સત્વે જગ ઉત્ક્રાંતિ;

એ રીતે ત્રિગુણાતીત અંશે, ગુણ ત્રય જગ ક્ષેત્ર રેલી, અલિપ્તને સ્વતંત્ર રહી, અણુ અણુ ગુણ વ્યાવૃત્ત બનાવ્યો.

જીવોની ત્રિગુણાત્મક નિષ્ઠા,
જેવી નિષ્ઠા, તેવી ચેષ્ટા;
મન સ્ફુરણની તૃપ્તિ કાજે,
જોતા નથી વિશુદ્ધ કે વિષ્ટા;

એ રીતે વ્યાવૃત્ત અજ્ઞાને,
કર્મ નિરત જે પ્રાણી બનતો, વિમૂઢ બનીને,
યોનિ ભ્રમણે, ભવાટવીમાં તે અટવાયો.

કર્ત્તા અવિચળ ક્રમ ઘડનારો કર્ત્તા,
કર્ત્તા તેજ ખરો બિભર્ત્તા,
અહંતા મમતાથી ઘેરાએલ,
દેહી ભલે માને હું કર્ત્તા.

કારણ મૂળ કારણ અજ્ઞાન જે માયા,
જે મહિં અનેકાનેક ફસાયા;
સૂક્ષમ કારણ મનોવાસના,
સ્થૂળે પંચભૂતોની ગણના.

કરણ કરણ સમજ ઈંદ્રિયના ગણને,
આધીન જે છે મન સ્ફુરણને,

પુર વેગે પહોંચે બુદ્ધિને,
બહિર પ્રકાશે જે ચિંતવનને;

(એમ) કર્ત્તા, કારણ, કરણ, ત્રિપુટી, ઈશ્વર, માયા, ઈંદ્રિય સમજી; અનાદિ આ અદ્દ્ભુત લીલાને જ્ઞાન પ્રકાશે શાંત બનાવો. દૃઢતાથી—



## પ્રકરણ ચોથું

## દૃશ્ય ભ્રાંતિ સ્પષ્ટીકરણ

શિષ્યઃ—જ્ઞાન પ્રકાશ ગુરૂજી હમારા,
જન્માંતર તમને[1] હણનારા,
અનુગૃહિ,[2] નિર્મળ વાણીથી,
ગુહ્ય શાસ્ત્રને શીખવનારા;

પ્રશ્નઃ— "જ્ઞાન પ્રકાશથી દૃશ્ય અ-
નાદિ, અદૃશ્ય બની શેમાં શમી જાતું, એ
સંશય નીવારણ કરવા, કૃપાવંત વધુ શ્રમ
ઉઠાવો." ગુરૂજી માનુષ—

ગુરૂજીઃ—મુમુક્ષુના સંશય દૂર કરવા,
શ્રમની છે નહિ અમને પરવા,
એ તો નિત્યનો ક્રમ છે અમારો,
સ્વસ્વરૂપને ભેટવનારો,

---

૧ (અંધકાર, અજ્ઞાનને). ૨ દયાથી ભરપુર.

ભ્રાંત અને સુષુપ્તિ અવસ્થા,
યથાવિધિ સમજીશ તું જ્યારે, દૃશ્ય પ્રપંચ
સહુ શમી જઇને, સ્વસ્વરૂપે થઈ જાશે
મિલાવો. દૃઢતાથી—

## ભ્રાંતિ સ્પષ્ટીકરણ

ભ્રાંતિ કલ્પિત, અસત્ અવસ્થા,
સત્તાવાન ખરી, પણ મિથ્યા;
રજ્જુમાં જેમ સર્પ પ્રતીતિ,
અસત્ પુરી, પણ આપતી ભીતિ;
વળી જ્યાં સરપે માળા ભ્રાંતિ,
હૃદયે તેને પૂરણ શાંતિ,
માળા ગૃહવા હાથ પ્રસારે,
સર્પ જ્ઞાન થઈ ભય સંચારે;
(એમ) વિવિધ ભ્રાંતિએ,
વિવિધ ચેષ્ટા ભ્રાંત ચિત્ત અનુરૂપ કરાવી,

સંપુરણ વ્યવહાર બધો, સ્વાભાવિક ને સત્ તુલ્ય કરાવ્યો.

(સાર)

દૃશ્ય પ્રપંચ બધો ભ્રાંતિમય,
સ્વરૂપ જ્ઞાનથી થઈ જાતો લય;
સત્ સમજે તે તો છે નિર્ભય,
વિચારપૂર્વક બનજે સત્ મય;

ભ્રાંતિ એ અજ્ઞાન અવસ્થા,

અજ્ઞાને વ્યવહાર બન્યો જે, મિથ્યાને જુઠો સમજીને, તે સત્તાથી બાહેર આવો.

{ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ વર્ણન
અને દૃશ્ય અસત્ નિરૂપણ. }

જાગ્રત જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ભાઈ,
ત્રણ અવસ્થા પરિચિત આંહિ;

જાગ્રતમાં સ્થૂલ ઈંદ્રિય દ્વારા,
સ્થૂલ જગ ભોગ, રહ્યા ભોગવાઈ.

સ્વપ્ન સ્વપ્ન સમજને સૂક્ષમ સૃષ્ટિ,
એક શમતિ જેની સમષ્ટિ;
બીછાના પર સુતેલાની,
અનુભવતિ એક સૂક્ષમ દૃષ્ટિ.

સૂક્ષમ દેહો સૂક્ષમ ઈંદ્રિય દ્વારા,
ભોગવે સૂક્ષમ ભોગો;
એમ એક અનેકરૂપે કયમ બનતો,
અનુભવગમ એ સ્વપ્ને યોગો.

સ્વપ્ને હું[1] ને તેનાં સ્ફુરણો,
અંતર્ ને તેનાં આવરણો;
સૂક્ષ્મ ભૂત ને તેના ગુણો,
દોરી બતાવે જગત્ નમૂનો.

---

૧ અહમ્.

સ્વપ્ને સૂર્ય ચંદ્રની જ્યોતિ,
જગ ક્ષણભંગુરતાને પ્રબોધતિ;
વળી અનેક સ્વપ્ને અનેક સૃષ્ટિ,
જાગ્રત થાતાં સહુ લય થાતી.

જેમ સ્વપ્ન સૃષ્ટિની સર્વે ચેષ્ટા,
જાગ્રત થાતાં સમાઈ જાતી;
એમ જ્ઞાન પ્રકાશ અનુભવથી,
આ માયિક લીલા શાંત કરાતી.

સ્વપ્ન તણો વ્યવહાર બધો,
જેમ જાગ્રતમાં ક્યાંયે ઉડી જાતો;
સુષુપ્તિ તેમ સુષુપ્તિ માંહિં નવ જરીએ,
સ્ફુરણને અવકાશ અપાતો.

સુષુપ્તિ ગાઢ તમોગુણ સ્થિતિ,
જરી વિક્ષેપે તેને ભીતિ;

મનની પણ ત્યાં તો નવ સ્ફુરતિ,
સ્મૃતિ માત્ર તેની સમજુતિ.

મન આરામે, પ્રપંચ વિરામે,
એ અનુભવ સુષુપ્તિથી પામે;
પણ તમ પ્રધાન અજ્ઞાન ભર્યું ત્યાં,
અખંડ યોગ કઈ રીતે જામે;

સત્વ પ્રધાન બને પ્રકૃતિ જો,
આવરણો વિક્ષેપ થઈ દૂર;
સાત્વિકને શુદ્ધ અંતર પડતું,
જ્ઞાન પ્રકાશ તણું પૂરણ પુર;

એમ જાગ્રતે જ્ઞાન અખંડ
ાશ રહે સ્થિર તે પુરૂષાર્થ ચલાવો.

(સત્ય સાર)

મ) જગવ્યવહાર બધોએ છે ભ્રમ,
ભ્રાંત ચિત્ત તણો એ તો ક્રમ;

હું રચતો મમ સ્વપ્ન સૃષ્ટિ જ્યમ,
આ જગ લીલા અન્ય સ્વપ્ન ત્યમ;
હું જાગ્યાથી મમ સ્વપ્નનું લય,
તેમ મૂળ પુરૂષમાં સમજ પ્રલય.

(એ રીતે) તવ જ્ઞાન પ્રકાશથી દૃશ્ય અનાદિ, અદૃશ્ય બનીને લય થઈ જાઓ.



# પ્રકરણ પાંચમું

## જગત વિચિત્રતા સ્પષ્ટીકરણ અને એક સત્તા નિરૂપણ.

શિષ્યઃ—સ્વયં જ્યોત શિવરૂપ હે સ્વામી,
ભ્રાંતિ બધી મમ દીધી વિરામી;
દૃશ્ય પ્રપંચ બધો પરિણામી,
વૃત્તિ પ્રકાશે રહે જો જામી.

તો આપ કૃપા અને આત્મ કૃપાથી, બુદ્ધિ સબળ નિશ્ચળ થઈ જાવો; પણ મમ મતિમાં હજુ પ્રશ્ન અધુરો, વિસ્તારી તેને સમજાવોઃ ગુરૂજી માનુષ-

પ્રશ્નઃ—"વિવિધ ક્રિયા ને વિવિધ શક્તિ,
વિવિધ દેવની વિવિધ વિભૂતિ;

વિવિધ ભક્તના વિવિધ ભાવો,
વિવિધ પંથનો વિવિધ ફેલાવો."
આ બધું તમ, રજ, સત્વે ત્રિવિધ પણ
વિવિધ ભાવ પ્રભુ ક્રમથી શીખાવો.

ગુરૂજી માનુષ—

ગુરૂજીઃ—અખંડ એક પરિપુરણ સત્તા,
જેનાથી સઘળી આ સ્ફુરતા;
તે આધારને તેજ છે ધરતા,
વળી તેજ શક્તિ સમજો સંહરતા;
એમ કરતા ધરતા ને સંહરતા,
એક જ સત્તાની છે મહત્તા.
તો સર્વ ક્રિયા આધાર સમજ તે,
પરિપુરણ એક અખંડ સત્તા.
એ પુરણ સત્તાધીશે, ત્રણ
ગુણ મહિંનિજ શક્તિ ભરીને, ગોઠવણી

એવી કરી કે સત્વ થકી રાખ્યો
મેલાવો.

ત્રણ ગુણ થકી ત્રણ શક્તિ ઠરી,
પણ યોગ ક્રિયા એક સત્વે વરિ;
રજ ને તમમાં આ પ્રપંચ પુરી,
સર્વે ક્રિયા ત્યાં દીધી ભરી;
વળી સત્વ યોગ રજ તમથી કરી,
ત્રણ શક્તિ મીલાવટ એક ધરી;
ગુણ મિશ્રણ એવું વિચિત્ર અહિં,
કે પાર ન પામે બુદ્ધિ જરી;

મિશ્ર ગુણી ક્રિયા સંચારે
ા ગુણી વ્યવહાર બન્યો ને મિશ્ર શક્તિ
ાવ અનુરૂપ, ચિત્ર વિચિત્ર સંસાર
ાવ્યો.

પણ સત્વ પ્રમાણુ વિશેષ વસ્યું જ્યાં,
જ્ઞાન પ્રભાવ વિરાજ વધુ ત્યાં;
સત્વે સત્ સુખ જે કો સમજ્યા,
ગણજે સત્ પથ તેને સુજ્યા.

ઈશ્વરી આ સંકેત ઉલંઘી,
રજ તમ સત્તાથી વિવશ બની, સુખ સાધન
તેને સમજ્યાથી, લેતા રહે આંહિ ચક્રાવો.

ગુણ મિશ્રણ એમ રૂચિ રૂપ બનતા,
રૂચિ અનુરૂપ સાધન ઉદ્ભવતા;
સાધન અનુરૂપ ક્રિયા કરતા,
ક્રિયા અનુરૂપ શક્તિ મેળવતા;
સત્વ પ્રમાણથી સુખ અનુભવ,
રજથી થાતો રાગનો ઉદ્ભવ;
રાગ જગાવે તૃષ્ણાનો દવ,
તૃષ્ણા વૃદ્ધિથી જગ ખીલવ;

તૃષ્ણા વેગ વહે છે જેવો,
જગ જકડાવ બને ધટ્ટ તેવો;
વિવિધ આશ તૃપ્તિને કાજે,
વિવિધ ક્રિયાનો આશ્રય લેવો;
તમ પ્રધાન પ્રકૃતિ જ્યાં દીસતી,
પ્રમાદ, નિદ્રા આળસ વસતિ;
મંદ ક્રિયા ને જડતા જામી,
નિર ઉત્સાહી શક્તિ બનવતી;
એમ વિવિધ ક્રિયા ને વિવિધ શક્તિ,
પણ મુખ્ય ગણી લે ત્રિવિધ શક્તિ;
વળી ઈશ્વરી એ સંકેત ને ઉક્તિ,
કે સત્વે એક નિયોજક શક્તિ.
આ સુયોગ બને જે ઈશથી,
તેની અહં સ્ફુરણ ઉપાધિ;

પણ ત્રિગુણાતીત ખરા યોગી તો,
અખંડ સાથે સાધે સમાધિ;

એમ સત્વ ક્રિયાની સાત્વિક શક્તિ, ઈશ્વરનું સાન્નિધ્ય કરાવી, નિરંતરના અભ્યાસીને અખંડ સાથે કરાવે મિલાવો.



## પ્રકરણ છઠ્ઠું

## વિવિધતા નિરૂપણ—ચાલુ

ત્રિવિધ શક્તિ ઘડનારો ઈશ્વર,
તે વિણ સર્વ ગણી લે નશ્વર;
તે ભગવાન ને તે પરમેશ્વર,
બુદ્ધિ દાતા ને જ્ઞાનેશ્વર.
અન્ય દેવ તે આત્મિક ભાવો,
(વિવિધ દેવ) કામ્ય સિદ્ધિથી તે ભેટાવો;
સિદ્ધિ કલ્પિત દેવ બનાવે,
વિવિધ રીતથી વળી ભજાવે.
એક બીજાના અનુકરણથી,
અંધાધુંધી પ્રવાહ ચલાવે;
(વિવિધ ભકતો અને તેના ભાવો) ભક્ત કલ્પના સ્વ સંસ્કારી,
તેની આ સહુ દુકાનદારી;
ગુંચવણી તેની આ સારી,
સમજી સંશય દે વિદારી.

એમ વિવિધ ભક્તની વિવિધ કલ્પના,
ઉત્પન્ન કરતી વિવિધ ભાવો;
કામ્ય ભોગની તૃપ્તિ કરાવે,
પણ નવ તેનો ઇશથી મિલાવો.

અનન્ય ને સાત્વિક ભાવેથી,
ઈશ્વર આરાધન કરશે તો, વિવિધતા સહુ
દૂર થઇને, એક ઇશે થઈ જાશે મિલાવો.

જે જે સાત્વિક તે તે સારૂં,
વિભૂતિ તે મમ વિભૂતિ ને છે પ્યારૂં;
અનેક જ્યાં ભેગા મળતા ત્યાં,
ઈશ્વરી તેજ ઝળકતું ન્યારૂં.

એમ સચરાચર ત્રિલોક
મહિં જ્યાં, સત્વ તેજ સ્વાભાવિક ઝળકે,
તે વિભુ વિભૂતિ સમજી લઇને તેનાથીજ
તું રાખ મિલાવો.

અણુ અણુમાં ઇશ વ્યાપક હોઈ,
અણુ અણુ તેની વિભૂતિ પ્રોઈ;
પણ સત્વ ગુણ સંચાર મહિં,
તેની ઓળખની સર્વે સોઈ,
સત્ય અને અહિંસક વૃત્તિ,
વળી સમાન સઘળે ચિત્તની સ્થિતિ;
સમાન ભાવ ને સમાન પ્રીતિ,
ખરી સમજ એ ઇશ વિભૂતિ.
સાત્વિક કર્મે જે અનુરક્તિ,
આશ તજી છોડે આસક્તિ;
અનન્ય ભાવથી કરે જે ભક્તિ,
સમજ બધી આ ઇશ વિભૂતિ.

આ બધી સત્ય ઇશ વિભૂતિ,
ખરી ખંત ને તત્પરતાથી નિજ વ્યવહારે ને આચારે, પુરૂષાર્થી બનીને પ્રકટાવો.

અણુ અણુ ઇશ વ્યાપકની શ્રદ્ધા,
એજ અવિચળ સાત્વિક શ્રદ્ધા;
નિષ્કામી સ્વાભાવિક ક્રિયા,
એજ સત્ય ને સાત્વિક ક્રિયા.
અનન્ય ભાવે ઇશ અનુરક્તિ,
તેજ સત્ય ને સાત્વિક ભક્તિ;
ઈશ્વરી આ વિવિધ વિભૂતિ,
જેની સત્વે પ્રકાશે જ્યોતિ.

આ સર્વે ઇશ વિવિધ વિભૂતિ,
સમજીને આચરવા કાજે;
આચરનારી સગુણ મૂર્તિ,
અવતારી ઈશ્વર વિભૂતિ.

## વિવિધ પંથ

પંથ સમજ સાધન કે રસ્તો,
મમ દૃષ્ટિએ એકજ દીસતો;

સીધો જે ઈશને મેળવતો,
સત્વ ગુણે નક્કી તે તો વસતો.

ત્રિગુણાત્મક આ સૃષ્ટિ માંહિ,
અણુ અણુ ત્રિગુણી શક્તિ ભરાઈ;
ગુણ વ્યાવૃત્ત સહુ સાધન ભાઈ,
આત્મ દેહ પણ જાય સમાઈ.

તે ત્રિગુણી શક્તિ શિથિલ કરી,
ક્રમ લક્ષિત સત્વ થકી ભેટાએ, તે ક્રમને
તે ક્રિયા સમજી તેજ સાધને લાગી જાઓ.

**સાધન ૧**

તમો ગુણી સત્તાને દબાવા,
તામસ ભાવોને પરહરવા;
સત્વ અને રાજસ્ ક્રિયારૂપ,
સાધન સંયમથી કેળવવા.

(વળી) રજતમ શક્તિ શિથિલ કરવા,
યમ નિયમ સાધન ગોઠવવા;
યથા વિધિ ક્રમ સમજી લઇને,
નિશ્ચલ શ્રદ્ધાથી આચરવા.

તો રજ તમ શક્તિમંદ થતા, સ્વાભાવિક સત્વ પ્રકાશ ખીલી, અખંડ યોગ ઉપલબ્ધ થતો, પણ આજીવન્ત એ ક્રમને નીભાવો.

**સાધન ૨**

મનના રોગો નિર્મૂળ કરવા,
સત્ સંગતની પુરી પરવા;
સત્ય તત્વ સંશોધન કાજે,
ગુરૂ શાસ્ત્રોના આશ્રય લેવા.

અગ્નિ વાયુ આકાશ વારિ ને,
પૃથ્વીના સત્વો સમજી લે;

પંચભૂતનું જગત બન્યું આ,
તેના સાત્વિકને ભેટી લે.

સમજી શોધી ઉગ્ર તપેથી,
આત્મિક[1] તત્વની શુદ્ધિ કરી લે;
મન વિક્ષેપો પ્રબળ યત્ને પણ,
સત્વ સંગી બની નિર્મૂળ કરી લે.

એ રીતે તનમનની અશુદ્ધિ,
પ્રબળ પ્રયત્ને નીવારી લે;
એમ સત્ય શોધી સાત્વિક બની,
મનની ગતિ સાત્વિકે કરી લે.
અંતર્ શુદ્ધિ પ્રાપ્તિ કાજે,
સત્ કર્મો નિરંતર કરવા;
સત્ય અહિંસા ઉપાસનાથી,
સ્થિર કરી સાત્વિક બનવવા.

૧ દૈહિક.

આ સર્વે સગુણી[1] ઉપાસના,
ક્ષય કરવાને મનોવાસના;
સત્વ યોગની એક કામના,
તેજ સત્ય સાત્વિક ભાવના.

## સાધન ૩

વળી શાસ્ત્રે બતાવ્યાં ચાર જે સાધન,
સમજીને કર તેનું સેવન;
વિવેક સત્ અસત્ ભાન કરાવે,
અસત્ ત્યાગ વૈરાગ્ય શીખાવે;
ષટ્ સંપત્તિ સ્થિરતા લાવે,
મુમુક્ષુતા જિજ્ઞાસુ બનાવે.

આ સઘળાં છે સાચાં સાધન,
ઉણપ નિવારણ કાજે સેવન;

૧ સત્વગુણ પ્રાપ્તિ માટેની સગુણ દેહથી કરવાની.

મન વાણી ને કર્મ તણી દૃઢ,
એક નિષ્ઠાથી સત્ પ્રેમી બન.

ષટ્ શાસ્ત્રે ષટ્ પ્રકાર વર્ણન,
પૃથક્ પૃથક્ સર્વેનાં સાધન;
જીવ જગત ઈશ્વર મુક્તિનાં,
સર્વ કરાવે જુદાં દર્શન.
ષટ્ ઋષિ પ્રણીત ષટ્ કૃતિ એ,
લોક અનુગ્રહ સર્વની મતિએ;
રુચિ વિવિધતાની તૃપ્તિ એ,
પણ સત્ સત્તા નવ બાધતિ એ.

**એમ વિવિધ પંથનો વિવિધ ફેલાવો,**
**ત્રિગુણી માયાનો ખેલાવો.**

## પ્રકરણ ૭ મું

## સ્વયંપ્રકાશ સત્તાની અસબંધતા તથા અક્રિયતા નિરૂપણ.

**શિષ્યઃ**—સત્ સ્વરૂપ હે સાત્વિક વિભૂતિ,
સત્ય ગ્રાહી, સાત્વિક કરી મતિ;
માયા ઈશ્વર, અખંડ સત્તા,
સમજી શકયો એ આપ અનુરક્તિ.

(વળી) અખંડ ને પરિપુરણ સત્તા,
અસ્તિ ભાતિ પ્રિય જેની રૂપતા;
અસબંધ ને અક્રિય હોઈ,
સબંધની ત્યાં અસંભવતા.

(તો) "અસબંધ ને અક્રિય સત્તા,

**પ્રશ્નઃ**—અહંભાવી વળી ઈશ્વરી સત્તા;
વિકૃતિ રૂપ માયિક પ્રબળતા,
કેવી રીતે સબંધી બનતા.

આ અતિ ગૂઢ અટપટી પ્રશ્નાવળી, આપ અનુગ્રહથી ઉદ્‌ભવી છે, તો રહસ્ય તેનું ઉકેલવાનો, વધુ અનુગ્રહ આપ બતાવો."

ગુરૂજીઃ—ધન્ય તુંને અને તુજ પ્રશ્નોને,
વળી ધન્ય ગણું છું હું એ મુજને;
કે જે ઉકેલની અદ્‌ભુત શક્તિ,
અખંડ યોગ કરાવતી સહુને;

અખંડ જે પરિપુરણ સત્તા,
સર્વ દેશી તેની પુરણતા;
(વળી) સર્વ કાળ ત્યાં સંપુરણતા,
સ્વયંપ્રકાશ એ અખંડ સત્તા.

અસબંધને વળી અક્રિયતા,
સ્વયં પ્રકાશ એ અખંડ સત્તા;

અસ્તિ ભાતિ પ્રિય માત્ર રૂપતા,
સ્વયં પ્રકાશ એ અખંડ સત્તા;

અસબંધ ને વળી અક્રિયતા,
તેથી નવ બાધતિ કો સત્તા;

**સ્વયં પ્રકાશ એ અખંડ સત્તા,**
બાધતિ નવ જે એક સત્તા;
અસ્તિ માત્ર છે જેની રૂપતા,
ભાન કરાવતી ઈશ્વરી સત્તા;

**સ્વયં પ્રકાશ જે અખંડ સત્તા,**
અસ્તિ માત્ર જેની છે રૂપતા;
બાધતિ નવ જે કોઈ સત્તા,
ભાતિ તે માયિક પ્રબળતા;

**સ્વયંપ્રકાશ એ અખંડ સત્તા,**
અસ્તિ ભાતિ જેની છે રૂપતા;

બાધતિ નવ જે કોઈ સત્તા,
ભાન કરાવતી જ્ઞાન રૂપતા.

સ્વયંપ્રકાશ એ અખંડ સત્તા,
અસ્તિ ભાતિ જેની છે રૂપતા;
બાધતિ નવ જે કોઈ સત્તા,
ભાન કરાવતી તિમિર રૂપતા.

એમ સ્વયંપ્રકાશ જે અખંડ સત્તા,
બાધતિ નવ જે કોઈ સત્તા;
પ્રકાશ કરતી સર્વ સ્ફુરતા,
કારણ કે તેમાં પુરણતા.

તવ અસ્તિ ત્યાં તુંને પ્રકાશે,
હું ત્યાં રહું તો મને પ્રકાશે;
એમ અસ્તિમાં અક્રિયતા રહેશે,
અસબંધ પુરો સચવાશે.

સૂક્ષ્મ વિચારે સહુ સમજાશે,
આકાશે દૃષ્ટાંત સમાશે;
સમજ્યા પછી કદી નવ ભુંસાશે,
એમ સ્વયં પ્રકાશે સર્વ પ્રકાસે.

શિષ્યઃ—ધન્ય ધન્ય હે પ્રકાશ શક્તિ,
ભાન કરાવી અખંડ જ્યોતિ;
ધન્ય ધન્ય હું ધન્ય ધન્ય પ્રભુ,
વદી ધન્ય મમ વાણી વિરમતિઃ

[સંપૂર્ણ]

શ્રીમત્ ૧૦૮ પરમહંસ પરિવ્રાજકાચાર્ય
ભગવત પૂજ્યપાદ શ્રીસ્વામી **નિરંજન**
દેવ સરસ્વતીને સંબોધીને;

ગ્રંથકારોક્તિ–

સત્ય અનંત ને જ્ઞાનની મૂર્તિ,
પ્રગટી સ્થાપી, શાશ્વત શાંતિ;
સગુણ દેહી પણ સાત્વિક વિભૂતિ,
ભસ્મીભૂત કરી મમ ભ્રાંતિ.

મૂર્તિમંત આ જ્ઞાનજ્યોતિને
**નિરંજન** નામેથી વધાવો;
જેનાં સ્થૂળ ચરણે આ સ્થૂળે ઝુકી
માનવ જન્મનો **લીધો આ લાવો.**

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

